॥ तत्सत् परमात्मने नमः ॥

श्री विश्वरंग नाटक समाज

# સતી સવિતા

## નાટકનાં ગાયનો.

—: છપાવી પ્રસિદ્ધ કરનાર :—

શ્રી વિશ્વરંગ નાટક સમાજના માલેક

ચીમનલાલ બકોરદાસ દલાલ.

હાલ મુકામ-સ્ટેશનરોડ જ્યોર્જ થીએટર-સુરત.

આવૃત્તિ ર જી        પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૫        સને ૧૯૧૯

કિંમત ૦-૩-૦ (ત્રણ આના).



શા. ખુબચંદ અમીચંદના ધી સુરત 'જૈન' એનજીન પ્રીન્ટીંગ
પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીયા ચકલા-સુરત.



ભુલોકની એ ભામિની પરાંગનાની પુત્રી એ,
છે પતિવ્રતને પાળવું જગ ચિત્રના વિચાર—

તુંબરૂ—　　　　　　　૫

જળે વિષ્ણુ સ્થળે વિષ્ણુ વિષ્ણુ પર્વત મસ્તકેરે,
પ્રાણુ પ્રાણમાં વ્યાપક વિષ્ણુ આકાશવત પ્રભુ ચરાચરેરે—
પંચ કોષના પોષક પોતે પંચ કોશાતીત વિભુ વસેરે,
ગુણાતીત અગણીત ગુણ ધરતા રસિક વ્યાપક રસે રસેરે—

તુબરૂં ને નારદ—　　　　　૬

હાંરે કેવો બન્યો હું પ્યારી નવલ નાજુક નારી મતવારી,
મારા રૂપ યૌવનની બલીહારી હું વારી—
ભાલ વિશાલને ભ્રકુટી કમાન છે ચક્ષુ મીનરસ વારી,
લટક ચટક ભરી ચાલ રસિલી કામિની કામણગારી—
સુંદરી સ્વામીજી ખુબ બન્યા છો રંભા રસિકથી છો અલબેલા
સાડી ચોળી તણા ઠીક ઠસ્સાકથી નારદજી પ્રભુ તમપર ઘેલા
માયાવી રૂપ ધર્યું મુનીરાજ મેં પ્રેમના પંથમાં આપજ પહેલા,
ના ના પ્રભુ હું તો હાંસી કરૂં છું દેખાઓ છો આપ રૂપે રસીલા.

સાહેલી ને સવીતા— ૭

આવો સખીઓ આનંદે સૌ શિવજીના દરશન કરીયે
દરશન કરી પ્રભુ દેવાધિ દેવના પીંડપાપ સૌ પરહરીયે
અબીલ ગુલાલ કપુર ધુપ કરી આરતી મંગળ ઉચરીયે
અર્ચન વંદન કરી ઇશથી મનવાંછિત ફળ મેળવીયે
શૈલ સૂતા પતિ દેવને, સમરે સુર સુરેશ,
ધ્યાન ધારણું ધ્યેય મુનીના, વિશ્વનાથ વિશ્વેશ.

સાહેલીયોને સવીતા— ૮

યોવનમાં નવેલી અંગો અંગમાં ખીલેલી,
મન કરવા ધારે કેલી તોય ના ના ના (૨)
અરે વારે વાહું ભ્રમમાં ભમેલી
સવિતા—શંકર શંભુ શિવાય અવર તાત બ્રત મારે
સાચુ માનજો સાહેલી—
વિષય કરી વિષય કરી વિત હરનાર વનિતાના
જેવી નથી હું જન્મેલી
એવું સમજાવતું બીજાને ખ્હેનડી
અમો તો નથી એવી ઘેલી— મન કરવા૦

સવિતા— ૯

કરૂં આજ દીલથી પ્રતિજ્ઞા ધારી ઉમંગ માંહી
વરૂંપતિ શંકર એ પ્રતીજ્ઞા મારી—
નથી અવર કાંઈ અંતરમાં વ્હાલું
ભોળાથી મુજને ભારી
ભવ ભય ભંજન જન મન રંજન વિકટ સંકટ હે ટાળી—
મીલકત માલ ભાઈ જોઈએ ના કાંઈ મારે
મુજને નથી તે પ્યારી
શંકર શંકર મનની અંદર મૂર્તિ રસિક મનોહારી—

હીરો તથા હીરલ— ૧૦

કર્મ ગતી છે અની વિચીત્ર, કોઈથી નવ કાંઇ કળી જાયે
મન મમતમાં ફાંફા મારે, જવ તલ વધ ઘટ નવ થાયે—
કયાં શિર છત્રનો શાપ થયો, કયા માતા વેશ્યા વાસ રહી
તાત યોગેશ્વર વરયા કૈલાસે, આપણુ બે જણુ અહીં તહીં—
કર્મ પલટે સહુ પલટે છે, દેશ વેશ ને નામ સહી
ભાગ્યે લખ્યું તે ભાઇ ભોગવીએ, ભવિષ્યમાં પ્રભુ તુંહી તુંહી

સવીતા— ૧૧

મિથ્યા મમતા મમતા તજ આણીરે જીવડા દેહ જુઠી જાણી
ધારે હીલડું કંઇ કંઈ ધારણા તે સહુ મિથ્યા જાય
હરિ ઇચ્છા અંતે સાચી થાય રે—જીવડા૦
કાયા કાગળ નાવડું ભવ જળ તરવા ચ્હાય
તારે હરિ ત્યારેજ તીરે જાયરે—જીવડા૦
અહીંઆ તારૂં કોઈ નથીરે જાવું છે પરદેશ
માટે પ્રેમે સંભાર પરમેશ્વરે—જીવડા૦

સરીતા ને છોકરીયું— ૧૨

લાજીમયે ન થા તુમકો હીલ લેકે દગા કરના
મહેરૂમ યે કીસ્મતકા ફીર કીસ્સે ગીલા કરના
દીલભરકો ખુશી કરના યા દીલકા કહા કરના
ઇસ ફીકમે બેઠી હું આગે મુઝે કયા કરના
પઢતી હું તેરા કલમા જપતી હું તેરી માલા
અય હુસ્નકે પરમેશ્વર હમપરભી દયા કરના
ગયરોકો જમાનેમે સબ અપના બનાતે હે
યે આપહીકી સેવા અપનેકે જુદા કરના
દીલ મયને દીયા તુમકો કયા ઇસમેં ખતા મેરી
યે દીલ હય યા આયના ઈનસાફ઼ જરા કરના

**સરીતા ને ઈંદ્ર—** **૧૩**

હું તો દીવાની તમોને જોઈને થઇ છું પ્રેમી આજ
થઇ છું પ્રેમી પંથી આજ તમોને જોઈને હું તો દીવાની—
કામની કટારી સુરત મતવારી નરતનરૂપે રસરાજ
લાગો છો નરતનરૂપે રસરાજ—

**હીરો ને ભૈરવ—** **૧૪**

એનુ તમે નામ ન લેશો ભાઈ એને ભુત પ્રેમથી છે સગાઈ
ધરે છે રૂપ ઘોડાનુ ધાઈ; એનુ તમે નામ લેતાના—
અવનવા તે રૂપ ધરે છે, લાત મારે ને મોઢે કરડે છે
અઢાર ખોડું ભરી છે એમાં, શું ભણું હું ભાઈ—
અઢાર ખોડીલી એ નારી તો, હું વેશ્યાનો ભાઈ
ભૂત ભગાડે ઢોલક મ્હારૂં. તબલાને શરણાઈ—

**સરીતા—** **૧૫**

પાયલ મોહે ઘડાદો બાલમવા
ઘુઘરૂ નીકે લગાદો પીહરવા—
ગુલાબી રંગકી ચોલી સીલા દો
સંદલી સાડી મંગા દો પીહરવા
સજ શૃંગાર સચ આવું મંદરવા
હીર ગલેસે લગા લો પીહરવા

ઇન્દ્ર— ૧૬

અધમ ઉદ્ધારનાર, દીન દુઃખ ટાળનાર
ગર્વના હે ગંજનાર, વિશ્વ વ્યાપ્ત પૂર્ણ પ્રભુ
કર્મ ફળ આપનાર, પાપ પુંજ કાપનાર
કર્તા અકર્તા આપ, વંદુ વાર વાર વિભુ

છોકરીઓ— ૧૭

દેખો સખીરે ડોલરીયો કાલંદીને કાંઠે ઉભોરે
જાદવ જાદુનો ભરીયો કાલંદીને કાંઠે ઉભોરે
ત્રીભંગી અંગે ઉભા ત્રીકમજી,સુખપર બંસી ધારી મોહનજી
રાધા રસિકવર પ્યારો—
વેણુ વગાડે ને ધેનુ ચરાવે, મીઠી મીઠી કુકે મન લલચાવે
ભરવાડ સંગ ભમનારો—

ભૈરવ તથા તુંબરૂ— ૧૮

ઉભા ઉભા રહો તમે આંહી, ભૈરવજી ભાવ શીખાવું
ભણો ભણો ભણાવું હે ભાઇ અશ્વકોપ નૃત્ય છે આવું
છછીછુમછા (૩)
આ તો ઘોડા બની ગઈ બાઇ હવે કયાં ભાગીને જાવું
તાંડવ નૃત્યના ભેદ ઘણા છે વિકટ નૃત્ય જણાવું.
ભાણુ મતીના નૃત્ય ભાગથી બીજા રૂપે બતલાવું નચાવું—
વેદ વિદ્યાના વગોવનારા આજ અંત તુજ લાવું
વિષય સાટે સંગીત વેચો છો, શુ શાસ્ત્રી તુજ થાવું
ગાવું ને બજાવું
અગે આઈ અગે બાઈ દ થૈ થૈ મારા મારૂન ટાકલા હે—

સવિતા— ૧૯

પાલક હે પ્રભુ પ્યારા, દયા કર જગ રચનારા
માતા તણી વાત મનમાં ન રૂચે,
ભ્રાતા તણા વેણ અંતર ખુંચે–
વિત હર વેશ્યાના ઘરમાં વસી છું
કરો સહાય શંભુ હું દુઃખમાં ફસી છું–

સવિતા— ૨૦

વાર કરો હે વહાલા દયા કરી દીન દયાળા
અધમ ઉદ્ધારણ હર દુઃખ હારણ
બીરદ તમારૂં ભોળા–
જગતથી તારણ જગતના કારણ
દુઃખી છું કરો કૃપાળા–

ભુતગણ— ૨૧

અગડબંબ ડીમાકડીમ વાગે ડમરૂં
જાગો સદાશિવ આદ્ય ગુરૂ
બોમહર (૨)
આક ને ધંતુરો ભંગ રંગ છે તૈયાર
ચાચીયે અખંડ યોગી આપના દેદાર
સીધાવો શિવાનું વ્રત કરવા પુરૂં–

શંકર— ૨૨

ગીરીજા નંદીગ્રામ વેશ્યા વાસમાં પ્રગટ થઈ
પાળવા નીજ બોલ વેશ્યા વાસમાં પ્રગટ થઇ
જાઉં સત્વર ધામ જોઉં રામાની શું રીત છે
કરીને પ્રતિજ્ઞા પુર્ણું તેની વરવા મુજ ચિત્ત છે
કરૂં કસોટી ક્રુર થઈ કુરૂપ રૂપ વૃદ્ધ કાયથી
પતિ ભક્તિ પુરણ પારખી આપું હું આસન ન્યાયથી

સવીતા— ૨૩

કોઇ જન જાતી ન રહેશે ના જગત રહેવાનું છે
જગનીયંતા નાથનું બસ નામ એક રહેવાનું છે
જો વિચારી જગત તારી આગળે ખીલતું જુવે
અસ્ત એક દીન તું સમજ ના તન જોબન રહેવાનું છે
જો વિચારી નાર તારી પલના તુજને છોડતી
દેહ શબવત થઈ જશે ત્યાં દુર સૌ રહેવાનું છે
આવશે સૌ સાથના ને લાવશે કાઠી કફન
આગ અંગપર જ્યાં લગાડી શું પછી રહેવાનું છે
કર ભલાઇ સર્વ ભાઇ બ્હેન ને પશુ પંખીપર
દ્રષ્ય જગના દફતરે શુભ એ રસિક રહેવાનું છે

સવીતા— ૨૪

સ્વપ્નને ધન્ય માનુ પેખ્યા પિયુ શાન બાનુ
વૃદ્ધ શરીરે છાઈ રાખ્યું છે રૂપ છાનુ

ઉમાકાન્ત શિવ દેવોના દેવ જે છે
આપ યોગેશ્વર ધર્યું રોગીનું બહાનું

**રતિ ને નારદ—** ૨૫

રૂપાળા રસિલાં લટકાળા લાલરે
ગુલાબી ગાલપર શાંદી નાવલીયા
શરમાઓ શરમાઓ હું તો છું બાળરે
તારા નેણાએ લુંટ માંડી નાવલીયા
જે માંગો તે આપું અલબેલા તન મન ધન કુરબાન
હાથ જોડીને માગું માતાજી છોડો છોડો આ તોફાન
(અહા કેવા મીઠા મીઠા બોલ,
તારા મીઠા મીઠા બોલ મને ભુરકી નાંખે છે)

**નારદ**—માંગો માંગો શું મટકાળા માજી પાસઠ વરસે પ્રેમ પાન
પીટયા સ્વીકાર તું પ્રીતી પરાણે નહી તે તોડું તારા કાન

**સવિતા—** ૨૬

જીવું હવે શું કરવા જાઉં પતિને મળવા
કંથ જતાં હું જીવતી મુએલી દયો સ્વર્ગે સંચરવા
સંગ ગમન સમ નાવ ઉભું છે ભવસાગર દયો તરવા

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ અસ્તુ.

**સમાપ્ત.**